# પ્રકરણ-૪

# ઈમાનનામું

[૧]

## ઈમાનના ફર્ઝ :

ઈમાનના બે ફર્ઝ છે : (૧) કલિમ-એ-તય્યિબહ ઝબાનથી પઢવું. (૨) એના અર્થને દિલથી સાચો જાણવો.

[૨]

## કલિમહના ફર્ઝ :

કલિમહના ત્રણ ફર્ઝ છે : (૧) ઉંમરમાં એકવાર પઢવો, (૨) સહીહ પઢવો, (૩) કોઈ પઢવાનું કહે તો જલદી પઢવો.

[૩]

## ઈમાનની સિફતો :

ઈમાનની સાત સિફતો છે : (૧) અલ્લાહ પર ઈમાન લાવવું, (૨) ફરિશ્તાઓ પર ઈમાન લાવવું, (૩) આસમાની કિતાબો પર ઈમાન લાવવું, (૪) પયગમ્બરો પર ઈમાન લાવવું, (૫) કિયામત પર ઈમાન લાવવું, (૬) તકદીર પર ઈમાન લાવવું, (૭) મૃત્યુ બાદ સજીવન થવા પર ઈમાન લાવવું.



[૪]

## ઈમાનની શરતો :

ઈમાનની સાત શરતો છે : (૧) ઈખ્તિયારે—સ્વેચ્છાએ ઈમાન લાવવું, (૨) ગૈબ પર ઈમાન લાવવું, (૩) ગૈબની ખબર અલ્લાહ જ જાણે છે, એમ કહીને ઈમાન લાવવું, (૪) હલાલને હલાલ જાણવું, (૫) હરામને હરામ જાણવું, (૬) અલ્લાહના ક્રોધ—કોપથી ડરતા રહેવું, (૭) અલ્લાહની રહમતના ઉમ્મીદવાર રહેવું.

[૫]

## ઈમાનની સલામતીની શરતો :

ઈમાન સલામત રહેવાની શરતો ચાર છે : (૧) ઈમાન પામવાથી ખુશ રહેવું, (૨) ઈમાન છીનવાઈ જવાથી ડરતા રહેવું, (૩) ઈમાનથી મહરૂમ કરનાર ચીજોથી દૂર રહેવું, (૪) મુસલમાનો પર મહેરબાન રહેવું.

[૬]

## ઈમાનના અહકામ :

ઈમાનના અહકામ સાત છે : (૧) જાનથી, (૨) માલથી, (૩) તકલીફથી, (૪) બદગુમાનીથી, (૫) ધોકાથી, (૬) હંમેશા દોઝખી બનવાથી અમન દેવી, (૭) જન્નતે લઈ જવું.

[૭]

## ઈમાનના વાજિબ :

ઈમાનના બાર વાજિબો છે : (૧) બિદઅતથી બચવું, (૨) નેક લોકોની સુહબતમાં રહેવું, (૩) ખરાબ લોકોથી દૂર રહેવું, (૪) સ્વજનોને દીનની તા'લીમ આપવી, (૫) રિશ્તેદારો સાથે મેળ–મિલાપ રાખવો, (૬) બે ઝઘડતા મુસલમાનોમાં સુલેહ કરાવવી, (૭) યતીમોથી મુહબ્બત કરવી, (૮) ગરીબો પર રહમ કરવી, (૯) તરસ્યાંને પાણી પિવડાવવું, (૧૦) રસ્તેથી કાંટા, પથ્થર, ગંદકી દૂર કરવી, (૧૧) બીમારનાં ખબર–અંતર પૂછવા, (૧૨) મય્યિતને નવડાવવું.

[૮]

## ઈસ્લામના ફર્ઝ :

અલ્લાહ તઆલા અને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પેરવીને ઈસ્લામ કહે છે.

ઈસ્લામના પાંચ ફર્ઝ છે : (૧) કલિમ-એ-શહાદત, (૨) નમાઝ, (૩) રોઝા, (૪) ઝકાત, (૫) હજ્જ.

[૯]

## ઈસ્લામના વાજિબ :

ઈસ્લામના છ વાજિબ છે : (૧) વિત્ર, (૨) ફિત્ર, (૩) કુર્બાની, (૪) મા–બાપની પેરવી, (૫) અવરતે શવહરની તાબેદારી કરવી, (૬) મહરમનું ભરણપોષણ કરવું.



[૧૦]

## ઈસ્લામની સુન્નતો :

ઈસ્લામની નવ સુન્નતો છે :(૧) ખત્ના કરાવવી, (૨) માથાના વાળ કઢાવવા, (૩) નાકના વાળ, (૪) મૂંછના વાળ, (૫) બગલના વાળ અને (૬) દૂંટી નીચેના વાળ કાઢવા, (૭) નખ કાપવા, (૮) દાઢી રાખવી, (૯) ઉમરહ કરવું. ('ઝરૂરતુલ મુસ્લિમીન')

## ઈમાને મુજમલ:

آمَنْتُ بِاللّٰهِ كَمَا هُوَ بِاَسْمَآئِهٖ وَصِفَاتِهٖ
وَقَبِلْتُ جَمِيْعَ اَحْكَامِهٖ ط

● ● ●

## ઈમાને મુફસ્સલ:

آمَنْتُ بِاللّٰهِ وَمَلٰٓئِكَتِهٖ وَكُتُبِهٖ وَرُسُلِهٖ
وَالْيَوْمِ الْاٰخِرِ، وَالْقَدْرِ خَيْرِهٖ وَشَرِّهٖ
مِنَ اللّٰهِ تَعَالٰى، وَالْبَعْثِ بَعْدَ الْمَوْتِ ط

● ● ●

# પ્રકરણ-૫

# જનાઝાની નમાઝ

[૧]

## નિય્યત

દિલમાં ઈરાદો કરે કે હું અલ્લાહના માટે (આ જનાઝાની) નમાઝ આ ઈમામની પાછળ પઢું છું અને મય્યિત માટે દુઆ કરું છું.

[૨]

## પહેલી તકબીર

ત્યાર બાદ ઈમામ જોરથી અને મુકતદી ધીમેથી તકબીર કહે અને બન્ને હાથ કાનો સુધી ઉઠાવીને દૂંટીથી નીચે બાંધી લે.

જનાઝાની નમાઝમાં ચાર વખત ''અલ્લાહુ અકબર'' કહેવું ફર્ઝ છે. (હર વખતે ''અલ્લાહુ અકબર'' કહેવું એક રકા'તના કાયમ મુકામ સમજવામાં આવે છે.)

પહેલી તકબીર પછી હાથ બાંધીને પઢે :

سُبْحَانَكَ اللّٰهُمَّ وَبِحَمْدِكَ وَتَبَارَكَ اسْمُكَ

હે અલ્લાહ ! અમે તારી પવિત્રતાનો ઇકરાર કરીએ છીએ અને તારી તારીફ બયાન કરીએ છીએ અને તારું નામ ઘણું જ બરકતવંત છે.

وَتَعَالٰى جَدُّكَ وَجَلَّ ثَنَاءُكَ وَلَآ اِلٰهَ غَيْرُكَ ط

અને તારી બુઝુર્ગી અતિ ઉચ્ચતર છે અને તારા વખાણ મહાનત્મ છે અને તારા સિવાય કોઈ મા'બૂદ નથી.



[૩]

## બીજી તકબીર

ઈમામ જોરથી અને મુકતદી ધીમેથી હાથ ઉઠાવ્યા વગર બીજી તકબીર કહે. ત્યાર બાદ ઈમામ તથા મુકતદી દુરૂદે ઈબ્રાહીમ ધીમેથી પઢે.

[૪]

## ત્રીજી તકબીર

એ પછી (બીજી તકબીરની જેમ) ત્રીજી તકબીર કહે. જો બાલિગ મર્દ અથવા બાલિગ અવરતનો જનાઝો હોય તો ઈમામ અને મુકતદી ધીમેથી આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اغْفِرْ لِحَيِّنَا وَمَيِّتِنَا وَشَاهِدِنَا وَغَائِبِنَا

હે અલ્લાહ ! અમારા જીવંત અને મૃત લોકો
તથા હાજર અને ગાયબ લોકો

وَصَغِيْرِنَا وَكَبِيْرِنَا وَذَكَرِنَا وَاُنْثٰنَا

તથા નાનેરાઓ અને મોટેરાઓ તેમજ પુરુષો અને સ્ત્રીઓને બખ્શી દે.

اَللّٰهُمَّ مَنْ اَحْيَيْتَهٗ مِنَّا فَاَحْيِهٖ عَلَى الْاِسْلَامِ ط

હે અલ્લાહ ! અમારામાંથી જેને તું જીવંત રાખે
તો એને તું ઈસ્લામ પર જીવંત રાખ

وَمَنْ تَوَفَّيْتَهٗ مِنَّا فَتَوَفَّهٗ عَلَى الْاِيْمَانِ ط

અને અમારામાંથી જેને તું વફાત દે તો એને તું ઈમાન પર વફાત દે.

[૫]

## બાળકની દુઆ

નાબાલિગ છોકરાનો જનાઝો હોય તો આ દુઆ પઢવી :

اَللّٰهُمَّ اجْعَلْهُ لَنَا فَرَطًا وَّاجْعَلْهُ لَنَا اَجْرًا

હે અલ્લાહ ! આ બાળકને આગળ જઈને અમારી નજાત માટેનો સામાન કરનાર બનાવી દે અને એની જુદાઈની મુસીબતને અમારા માટે અજરકારક-

وَّذُخْرًا وَّاجْعَلْهُ لَنَا شَافِعًا وَّمُشَفَّعًا ط

અને સમય પર કામ આવનાર બનાવ અને અમારી સિફારિશ કરનાર તથા સિફારિશ મંજૂર કરેલ બનાવ.

[૬]

## બાળકીની દુઆ

નાબાલિગ છોકરીનો જનાઝો હોય તો આ દુઆ પઢવી :

اَللّٰهُمَّ اجْعَلْهَا لَنَا فَرَطًا وَّاجْعَلْهَا لَنَا اَجْرًا
وَّذُخْرًا وَّاجْعَلْهَا لَنَا شَافِعَةً وَّمُشَفَّعَةً ط

( નોટ : બાળકીની દુઆમાં માત્ર શબ્દોનો જ ફર્ક છે. અર્થમાં કોઈ ફર્ક નથી.)



[૭]

## ચોથી તકબીર

ત્યાર બાદ ઈમામ જોરથી અને મુકતદી ધીમેથી ચોથી તકબીર કહીને સલામ ફેરવી દે.

* * *

મય્યિતને કિબ્લા તરફથી કબરમાં ઉતારવી. મય્યિતને કબરમાં ઉતારતી વેળા આ દુઆ પઢવી :

بِسْمِ اللّٰهِ وَعَلٰى مِلَّةِ رَسُوْلِ اللّٰهِ ط

અમે આ બંદાને અલ્લાહના પાક નામ સાથે અને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તરીકા અનુસાર દફન કરીએ છીએ.

મય્યિતને કબરમાં મૂકીને થોડીક જમણા પાસાભેર કિબ્લા તરફ કરી દેવી મસ્નૂન છે.

[૮]

## કબ્રસ્તાનમાં દાખલ થતી વેળા પઢવાની દુઆ

اَلسَّلَامُ عَلَيْكُمْ اَهْلَ الدِّيَارِ مِنَ الْمُؤْمِنِيْنَ
وَالْمُسْلِمِيْنَ

સલામ થાય તમારા ઉપર આ સ્થળે આરામ કરનાર હે મુઅમિનો અને મુસલમાનો !

وَاِنَّآ اِنْ شَآءَ اللّٰهُ بِكُمْ لَاحِقُوْنَ ط

અને અમે ઈન્શાઅલ્લાહ તમને આવી મળીશું.

نَسْئَلُ اللّٰهَ لَنَا وَلَكُمُ الْعَافِيَةَ ط

અમે સ્વજાત માટે અને તમારા માટે આફિયતની દુઆ કરીએ છીએ. ('ઝરૂરતુલ મુસ્લિમીન')

[૯]

## મય્યિતને કબરમાં મૂકતી વખતે પઢવાની દુઆ

بِسْمِ اللّٰهِ وَبِاللّٰهِ وَعَلٰى مِلَّةِ رَسُوْلِ اللّٰهِ ط

અર્થ : હું આ (મય્યિત)ને અલ્લાહ તઆલાનું નામ લઈને અને અલ્લાહ તઆલાની મદદ સાથે અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મઝહબ (દીન) ઉપર કબરમાં મૂકું છું.

('હિસ્ને હસીન')

[૧૦]

## કબરમાં માટી નાખતી વેળા પઢવાની દુઆ

દરેક માણસે પોતાના બંને હાથોમાં માટી લઈને ત્રણ વાર કબરમાં નાખવી. પહેલી વાર માટી નાખતી વેળા આ પઢે :

مِنْهَا خَلَقْنٰكُمْ ط

આ માટીમાંથી જ અમે તમારું સર્જન કર્યું છે.



બીજીવાર માટી નાખતી વેળા પઢે :

وَفِيْهَا نُعِيْدُكُمْ ط

અને એમાં જ અમે તમને પાછા લાવીશું.

અને ત્રીજીવાર માટી નાખતી વેળા પઢે :

وَمِنْهَا نُخْرِجُكُمْ تَارَةً اُخْرٰى ط

અને એમાંથી જ અમે તમને ફરીવાર ઉઠાવીશું.

● ● ●

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ
مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ
اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ
عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ
عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ
اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

● ● ●